# બહાદુર-રાજકુમાર.



કીંમત બે આના.

Bookseller.-J. D. TAPIAWALA, Katoper Bazar, BROACH.

# બહાદુર રાજકુમાર

## અદભુત ભર્યાં હેવાલોથી ભરપુર.



## રમુજી વારતા.



અસલના વખતમાં કોઈ એક દેશમાં મન્સુરે આલમ નામનો બળવાન રાજા હતો. તેને કોઈ પણ વસ્તુની કમી ન્હોતી. હાથી, ઘોડા, ધન, સેના સર્વ ઈશ્વર કૃપાથી હતું. તેના સારા બંદોબસ્તથી પ્રજા પણ સુખી હતી. લોકો રાજાની બુધ્ધિ અને સદ્‌ગુણોના વખાણ કરતા હતા. પરંતુ તેને એક મહા દુઃખ હતું. કમનસીબે તેનાં એ મોટાં રાજ્ય અને અખુટ ધનને ભોગવનાર એક પણ છોકરું ન હતું. એક દિવસ રાજાએ પોતાના રાજ્યના તમામ જોષીને બોલાવ્યા અને તેઓને પૂછ્યું કે; કયે દીવસે કઈ ઘડીએ અને કઇ પળે જન્મેલો બાળક મહા પ્રતાપશાળી રાજા થઈ શકે !"

જોષીઓએ ગણત્રી કરીને ઉત્તર આપ્યો મહારાજ રવીવારે મધ્ય રાત્રીએ જન્મેલો બાળક મહા પ્રતાપશાળી રાજા થશે. જો આપનો કોઇને દત્તક લેવાનો વિચાર હોય તો ઉપર બતાવેલા વખતે જન્મેલો બાળક દત્તક લેજો."

એ સાંભળીને રાજાએ પ્રધાનને એ વખતે જન્મેલા બાળકની શોધ કરવાની આજ્ઞા આપી આખા રાજ્યમાં દુતો દોડયા. તેઓએ આવીને કહ્યુ, બતાવેલે સમયે એક કસાઇ સિવાય બીજા કોઇના ઘેર બાળક જન્મ્યો નથી. રાજાએ કસાઇને બોલાવ્યો અને તેની પાસે

પુત્રની માગણી કરી. કસાઇ ઘણો ગરીબ હતો તેથી તેણે કહ્યું. મહારાજ આપની કોઇપણ માગણી કબુલ કરવાને હું તૈયાર છું.

રાજાએ કહ્યું. હું તારા પુત્રની-રાજા તરીકે માંગણી કરતો નથી પણ એક ગૃહસ્થ તરીકે માગુ છું! શું તું ખુશીથી એ બાળક આપી શકે છે! જો એ બાળકનો વિયોગ તારાથી સહન ન થઇ શકતો હોય તો હું તે લઇશ નહીં.

કસાઇએ કહ્યું. મહારાજ! હું ઘણીજ ખુશીથી મારો પુત્ર આપને આપું છું. હું નસીબદાર છું કે મારો પુત્ર રાજા થશે."

રાજાએ કસાઇને પુષ્કળ ધન આપ્યું અને બાળકને પોતાના કુળના રિવાજ પ્રમાણે દત્તક લીધો.

તેનું નામ રાજકુમાર કસ્સાબ રાખ્યું. મોટો થતાં રાજાએ તેને ભણાવવાને મોટા મોટા પંડીતો રાખ્યા, અને જ્યારે તે જુવાન થયો ત્યારે તેને પોતાના રાજ્યના એક ભાગનો સુબો બનાવ્યો. સુબો થતાની સાથેજ તેણે પોતાનો દુષ્ટ સ્વભાવ બતાવવાની શરૂઆત કરી જો કે તે શુભ દિવસે અને શુભ ઘડીએ જન્મયો હતો, મોટા મોટા વિદ્વાનોએ તેને ભણાવ્યો હતો, તો પણ કસાઇનો પુત્ર હોવાથી કસાઇના દુર્ગુણો તેનામાંથી જતા રહ્યા નહોતા. તે પોતાની પ્રજા પર પુષ્કળ જુલમ કરતો અને તેથી આખા દેશમાં હાહાકાર થઇ રહ્યો. તેના જુલમના સમાચાર રાજાને હમ્મેશ મળતા પણ પોતાના સરળ સ્વભાવને લીધે તે રાજકુમારને કાંઇપણ કહેતો નહી."

કુદરતની ગતિ ન્યારી છે. જે રાણીને રાજા મન્સુરે આલમ અને બધી પ્રજા વાંઝણી સમજતી હતી તે રાણી ગર્ભવંતી થઇ-રાજાએ વાત જાણી આનંદ પામ્યો. તેણે રાજકુમાર કસ્સાબને પત્ર લખી

ખબર આપી કે:-પુત્ર ! આપણા કુટુંબમાં થોડા વખતમાં એક બાળક જન્મશે, તારી માતા એટલે રાણી ગર્ભવંતી છે. જોષીઓ કહે છે કે પુત્રજ થસે. થોડા વખતમાં તારો એક ભાઇ ઉત્પન્ન થશે. તેથી તને આનંદ થશે."

એ સમય મળતાંજ કસ્સાબે મનમાં વિચાર કર્યો. હવે મારા ખરાબ દિવસો આવશે. રાજપુત્ર ઉત્પન્ન થવાથી કસાઇના પુત્રનો કોણ ભાવ પૂછશે ? આટલી મોટી પદ્ધીએ પહોંચ્યા પછી પાછું નીચે પડવું એ મારૂં અપમાનજ છે. જો હું કસાઇને ત્યાંજ હોત તો મારે કોઇ જાતની ચિન્તા નહોતી પરંતુ રાજ-સુખ ભોગવવા પછી દાસ બનવું એ તો બહુંજ ખરાબ ગણાય. માટે રાજધાનીમાં જઇને જોઉં કે એ દુઃખ નીવારવાનો કોઇપણ ઉપાય થઇ શકે એમ છે કે નહીં !

એક ચપળ ઘોડા પર સ્વાર થઇને રાજકુમાર બરાબર અર્ધી રાત્રે રાજાના મહેલમાં આવ્યો. સર્વે એને ઓળખતા હોવાથી કાંઇ પણ અડચણ વિના તે રાજાના શયનગૃહમાં ગયો. રાજા ભર ઉંઘમાં હતો. કસ્સાબે કટાર વડે રાજાનું માથું કાપી નાંખ્યું. અને લોહીથી ખરડાયલી કટાર લઇ તે એકદમ રાણીના ઓરડામાં ગયો, પણ રાણીને કસ્સાબના આવવાની અને તેના દુષ્ટ હેતુની ખબર આગળથી પડેલી હોવાથી કેટલાક વફાદાર નોકરો સાથે છુપે રસ્તે બહાર નીકળી ગઇ અને ઘોડાપર સ્વાર થઇ જંગલમાં જતી રહી. ત્યાં જઇને નોકરોને કહ્યું; મારા વફાદાર નોકરો ! મને અહીં રહેવા દઈ તમે હવે જાઓ. કદાચ હું ભૂખે મરી જઇશ અથવા કોઇ જાનવર મને ફાડી ખાશે તો પણ હું સન્તોષ પામીશ, કે કસાઇના

પ્રિય વાંચકો રાજકુમારી ગુલરૂખ—બારણા બંધ કરી રડવા લાગી, ત્યાર પછી શું શું બનાવો બને છે તથા રાજકુમારીએ બીજા વધુ મણિ માટે લીધેલી હઠ, મણિ કોણ લાવી આપશે તે માટે રાજાએ કરેલી તપાસ, મણિ લેવા જતાં રાજકુમાર મહેબુબે સમુદ્રમાં જોએલા અદ્‌ભુત બનાવો, સમુદ્રમાં અદ્‌ભુત ખીણના દેખાવ, અદ્‌ભુત દરવાજો, અદ્‌ભુત બાગ, તથા સુંદર મહેલમાં લોઢાની કડીમાં મનુષ્યનું તાજું કાપેલું માથું, સમુદ્રમાં પરીઓના નાચ, તથા જીનોના દેખાવ, પેલો ફકીર કોણ હતો? અને સમુદ્રમાં આવા અમૂલ્ય મણિ કેવી રીતે બનતા હશે તથા રાજકુમાર મહેબુબનો પિતા મન્સુરે આલમ કેવી રીતે જીવતો થાય છે. વગેરે બાબતોથી આ વારતાનો ભેદ પુરેપુરો જાણવો હોય તો આજેજ મંગાવી વાંચો:-




એમાં આપણી ચાલુ વારતા બહાદુર રાજકુમારનું પુરેપુરૂં રહસ્ય સમજાવેલું છે એ સિવાય એમાં બીજી વાંચવા લાયક જુદી જુદી વારતાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, એમાંની દરેક વારતાઓ ખરેખર રસદાયક છે જે એક વખત વાંચવા લીધા પછી પુરેપુરી વાંચ્યા વગર હાથમાંથી મુકવી ગમશે નહી, સુંદર ચિત્રવાળું રંગીન પુંઠું છતાં કીંમત માત્ર બાર આના વી. પી. ખરચ જુદું.

હિંદ બહારના ગ્રાહકોએ શીલીંગ ૨)નો પોસ્ટલ ઓર્ડર મોકલવો.

જાદુઇ વાતો નામની બુક મળવાનું ઠેકાણું:—

બુકસેલર:-જે. ડી. તાપીઆવાલા ઠે. ફતેપોર બજાર મુ. ભરૂચ

પુત્રના હાથે હું મરણ પામી નથી. મને મારા ભાગ્યના ભરોસા પર અહીંજ રહેવા દો."

નોકરો રોતા કકળતા પાછા ફર્યા. રાણી પોતાના નસીબને રડતી હતી એટલામાં ત્યાં એક જમીનદાર આવ્યો રાણીનું સુંદર રૂપ જોઇને તે ચકિત થઇ ગયો. તેણે તેને પૂછ્યું; તમે કોણ છો? પરી છો? કે સ્વર્ગની કોઇ દેવી છો?"

રાણીએ ગદ્‌ગદ કંઠે કહ્યું: "પરી નથી, તેમ સ્વર્ગની દેવી પણ નથી; હું તો માણસની પુત્રી છું. મારા પર દુઃખના ડુંગરો તૂટી પડયા છે? કાલ સુધી હું આ દેશની રાણી હતી; પણ આજે આશ્રય વિનાની ભીખારણ છું."

એ સાંભળતાંજ રાણીના ચરણોમાં માથું નમાવી જમીનદાર બોલ્યો:-માતા? હું તમારા પતિનો તાબેદાર જાગીરદાર છું. તમે મારી સાથે ચાલો.

અમે ગરીબ છીએ પણ તમને કોઇપણ જાતનું દુઃખ પડવા દઇશું નહી. મારે સન્તાન નથી તેથી તમને જે પુત્ર થશે તેને હું દત્તક લઇશ અને તેનું સારી રીતે પાલણ પોષણ કરીશ.

રાણી જાગીરદારની સાથે ગઇ અને તેના ઘરમાં તેની બ્હેન પ્રમાણે રહેવા લાગી.

કેટલાક દીવસો પછી રાણીએ એક સુન્દર પુત્રને જન્મ આપ્યો. રાણીએ તેનું નામ મહેબુબ રાખ્યું. તે મોટો થયો એટલે ખેડુતોનાં છોકરાં સાથે શાળામાં ભણવા લાગ્યો. થોડા દીવસમાંજ તે પોતાના સાથીઓથી વિદ્યા અને બળ બન્નેમાં વધી ગયો. ખેડુતોના છોકરા ગીલ્લી ડંડા રમતાં પણ મહેબુબ તો બાણોજ માર્યા

કરતો. કોઇ પણ પ્રકારનાં શિક્ષણ વગર થોડા દીવસમાંજ તે એક જબરો બાણાવળી બની ગયો. દુરનાં નિશાન તે કદી પણ ચૂકતો નહીં.

એક વખત મહેબુબના ભાઇ દુષ્ટ કસ્સાબે પોતાના રાજ્યના બાણાવળીઓમાં સમાચાર ફેલાવ્યાં કે સૌથી સારી રીતે તીર મારનારને માટે ચારઇનામો નકકી કરવામાં આવ્યાં છે. પહેલું ઇનામ પાંચસો મોહરોનું, બીજું રાજ્યના વસ્ત્રાલયમાંના પસંદ પોશાકનું, ત્રીજું રાજ્યના ઘોડારમાનાં મનગમતાં ઘોડાનું, અને ચોથું રાજ્યના હથીયારખાનામાં મનપસંદ હથીઆરનું—એ સમાચાર રાજકુમાર મહેબુબને પણ મળ્યા. તે તુર્તજ પોતાની માને કાંઇ પણ કહ્યા સિવાય રાજધાની તરફ રવાના થયો. જ્યારે રાત પડી અને મેહબુબ ઘેર ન આવ્યો ત્યારે રાણી ઘણી ચિન્તાતુર થઇ. ચારે બાજુ માણસો શોધવા મોકલ્યા પણ તેઓને તે જડયો નહીં આથી રાણીના શોકનો પાર રહ્યો નહીં, તેણે પ્રતિજ્ઞા કરી કે: જ્યાં સુધી 'મહેબુબ આવે નહીં ત્યાં સુધી હું અન્ન ખાઇશ નહીં.

આ બાજુ મહેબુબ રાજધાનીમાં પહોચ્યો અને બીજા બાણાવળી સાથે એક તંબુમાં તેણે મુકામ કર્યો બીજે દિવસે સર્વે પોતાનો હુન્નર બતાવવા ઠેરવેલે ઠેકાણે ગયા, ત્યાં ઘણા લોકો જોવા એકઠા થયા હતા, રાજા કસ્સાબ એક ઉંચા આસન પર બેઠો હતો. તેનો ઇશારો થતાંજ બાણાવળીઓએ એક પછી એક તીર મારવા લાગ્યા પરન્તુ કોઇનું પણ તીર નિશાનમાં લાગ્યું નહીં. મહેબુબ સર્વથી નાનો હોવાથી તે છેલ્લો ઉઠયો. તેણે તીર માર્યું અને નિશાન વીંધ્યું. લોકોએ તેની એ કળાના ખુબ વખાણ કર્યા.

રાજા ફરુખાએ મેહબૂબને પાંચસો મહોરોની એક થેલી આપી અને પોતાના પ્રધાનને આજ્ઞા કરી કે, જે પોષાક જે ઘોડો અને જે હથીઆર એને પસંદ પડે તે આપો."

પ્રધાન મહેબૂબને રાજ મહેલમાં લઇ ગયો ત્યાં મહેબૂબને



પોતાનો પિતા જે પોષાક પહેરતો હતો તેજ પસંદ કરી ત્યાંજ પહેરી લીધો. હથીયાર પણ તેણે પોતાના પિતાનાંજ પસંદ કર્યાં, અને ઘોડો પણ પિતાનોજ લીધો. એ સર્વ લઇને જ્યાં બાણાવળીઓ એકઠા થયા હતા ત્યાં આવ્યો એટલે લોકો કહેવા લાગ્યા, જુઓ જુઓ આપણો ભલો રાજા પાછો જીવતો થયો એ વેષમાં

મહેબૂબનું રૂપ રાજાને એટલું મળતું આવતું હતું કે લોકોએ તેને મરેલો રાજાજ જાણ્યો. લોકોનાં આમ કહેવાથી રાજા હરસાબ ખૂબ ગુસ્સે થયો. તેણે પોતાના નોકરોને કહ્યું. આ છોકરાને પકડીને ફાંસી દો !

નોકરો આમ તેમ દોડવા લાગ્યા પણ તેઓનો વિચાર એવો હતો કે મેહબુબ અહીંથી નાસી જાય તો સારૂ તેથી તેઓ ખાલી દોડધામ કરવામાં રોકાઇ રહ્યા એટલે મહેબુબને નાસી જવાનો વખત મળ્યો.

નગર બહાર જઇને મહેબુબે સર્વ બાણુ મારનારાઓને એકઠા કરી મહોરોની થેલી તેઓને આપી પોતાના ગામ તરફ ચાલ્યો ગયો. બરાબર અડતાલીસ કલાક પછી તે ઘેર પહોંચ્યો તેની મા-રાણી ઘરના બારણામાં બેઠી બેઠી "મેહબુબ" પોકારતી હતી. મહેબુબને જોતાંજ પહેલાં તો રાણી હસી; પણ પછી દુસકે ને દુસકે રડવા લાગી. ઘોડા પરથી ઉતરી મહેબુબે પુછ્યું; માતા ! તું પહેલાં હસીને પછી રડી કેમ !

રાણીએ એક નિસસો નાંખીને કહ્યું તને આ પોશાકમાં જોઇને હસી અને પછી મારા કમ નસીબને સંભારી રડી આ પોશાક તારા પિતા એટલે રાજાનો હતો. હવે તો તું જાણી ગયો હશે કે તું કોનો પુત્ર છે અને હું શા માટે રડી ?"

એ સાંભળીને રાજકુમારનું હૈયું ભરાઇ આવ્યું તેણે કહ્યું., મને મંડપમાંજ એવો વ્હેમ આવ્યો હતો આ પોષાકમાં મારૂં રૂપ જોઇને કહેતા હતા કે આતો આપણો મરી ગયેલો રાજા છે, માતા હવે આપણે આ દેશમાં એક પળ પણ રહેવું જોઇએ નહીં. હુ

મારા પિતાના મારનારથી ડરતો નથી, પણ હું આજે સોગન્દ ખાઉં છું કે જ્યાં સુધી મારા પિતાના મરણનો બદલો હું લઇશ નહી ત્યાં સુધી આ દેશનું (કસ્સાબના રાજ્યનું) અનાજ ખાઇશ નહીં અને પાણી પીશ નહી. માટે માતા? ઉઠો આપણે અહીંથી ચાલ્યા જઇએ.

જમીનદારને ખબર પડી કે રાજકુમાર અને રાણી જાય છે ત્યારે તેને ઘણું દુઃખ થયું. રાજકુમારને અટકાવવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો. રાજકુમારને પણ ત્યાંથી જતાં ઘણું દુઃખ થતું હતું પણ તે પોતાના ઠરાવમાં મકકમ રહ્યો. સર્વની રજા લઇ ઇશ્વરપર ભરોસો રાખી રાણી અને રાજકુમાર ત્યાંથી ચાલતાં થયાં.

કાંઇ પણ ખાધા પીધા વિના તેઓએ મુસાફરી ચાલુ રાખી કેટલેક દિવસે તેઓ કસ્સાબના દેશમાંથી બહાર નીકળ્યાં. ભૂખ, તરસ અને થાકને લીધે એક પણ ડગલું આગળ ભરવાની તેઓમાં શક્તિ રહી નહોતી. જ્યાં તેઓ હતા ત્યાં એકલા પર્વતોજ નજરે પડતા હતા. ઘણી તપાસને અન્તે એક પહાડ નીચે એક મસજીદ તેઓને માલમ પડી. મસજીદની અંદર તેઓએ એક ઘરડા ફકીરને ફાટી તૂટી ગોદડી ઓઢીને બેઠેલો દીઠો. રાજકુમારે તેની પાસે જઇને ઘણી નમ્રતાપૂર્વક કહ્યું, મહાત્મા? અમે ઘણા દીવસનાં ભૂખ્યાં છીએ થોડું ભોજન અને પાણી આપી અમારા જીવ બચાવો.

ફકીરે એક ઝોળી તરફ ઇશારો કરીને કહ્યું, પેલી ઝોળીમાં એક રોટલીનો ટુકડો છે તે તમે બંન્ને જણાં ખાઓ. ”

રાજકુમારે તે ઝોળીમાંથી એક વાસી રોટલીનો નાનો ટુકડો કાઢયો તે એક કોળીઆથી વધારે મોટો નહોતો. રાજકુમારે તે

રાણીને આપતાં કહ્યું. માતા? લ્યો તમો (વધુ માટે આ બુકના પાના ચારમાં જણાવેલી જાહેર ખબર વાંચો) ખાઓ આપણને બંન્નેને એ ચાલે તેમ નથી. મારા બળવાન શરીર કરતાં નિર્બળ શરીરને ખોરાકની વધારે જરૂર હોવાથી તમેજ એ ટુકડો ખાઇ જાઓ.

રાણીએ કહ્યું, પુત્ર? હું હવે ઘરડી થવા આવી છું. સંસારના સર્વં સુખ દુઃખ જોઇ ચૂકી છું. મારા મરવાથી નુકસાન પણ શું થવાનું છે? તારે હજુ મહાન કાર્યો કરવાનાં છે તેથી તારેજ એ ટુકડો ખાઇને જીવવાની જરૂર છે.

રાજકુમારે માતાનું કહેવું માન્યું નહી. માતાને રોટલીનો ટુકડો ખાવાનો આગ્રહ કરવા લાગ્યો એટલે ફકીરે કહ્યું. તમે શા માટે એક એકને આગ્રહ કરો છો? એ ટુકડો તમે ખાઓ તો ખરાં તમારાથી એ પૂરોજ થવાનો નથી. ફકીરના કહેવાથી મા-દીકરો ખાવા લાગ્યાં. ટુકડામાંથી જેમ જેમ બન્ને જણે ખાવા માંડયું તેમ તેમ તે તેટલોને તેટલોજ રહેવા લાગ્યો. બંન્નેએ પેટ ભરીને ખાધું. તે રોટલી એવી સરસ હતી કે રાણીએ રાજભુવનમાં પણ એવી સ્વાદીષ્ટ રોટલી કદી ખાધી નહોતી. ખાઇ રહયાં એટલે ફકીરે એક પાણીનું વાસણ બતાવ્યું. તેમાં થોડું પાણી હતું તેનું પણ રોટલીના જેવુંજ થયું. બંન્ને પાણી પીને તૃપ્ટ થયાં એટલે ફકીરે પૂછ્યું. તમે કયાંથી આવો છો અને કયાં જવાના છો? આ પહાડની પેલી બાજુ એક મોટો સમુદ્ર છે અને તે બહુજ તોફાની છે. આજ સુધીમાં એક પણ વહાણ એમાં તર્યું નથી. માટે તમે આગળ ન જતાં અહીંથીજ પાછાં ફરો.

રાજકુમારે ઉત્તર આપ્યો; મહાત્મા? અમે એવી પ્રતિજ્ઞા કરી

# ગુજરાતી મોટર ગાઈડ.

## ૧-૨-૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક.

આમાં એંનજીન અને તેના ચાર સ્ટ્રોક, સકસન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક, કૉંવરેશ સ્ટ્રોક, પાવરસ્ટ્રોક, એક્ઝોસ્ટ્રોક, વોલ્વ એન્ડ કેમ, ડબલ દાનાનું કેમ શાફ્ટ, વ્હોલ્વના ટાઇમીંગ, વ્હોલ્વના ટાઇમીંગ વીગેરે પેટ્રોલ, ફ્લ્યુરેટર, તથા કારબ્યુરેટર, બેટરી તૈયાર કરવાની રીત, એક્યુમ્યુ લેટર ચાર્જીંગ ઇનડક્શનકોઇલ, સ્પારક્રિંગ વ્લગ. કોનટેક્ટ બ્રેકર વ્હોલ્ટમિટર, ઇનશ્યુલેટેડ વાયર. ડિસ્ટિબ્યુટર, બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારક્રિંગ પ્લગ, મેંગનેટો આરમ્યુચર, મેંગનેટો કોનટેંક્ટ બ્રેકર અને ડિંસ્ટ્રિબ્યુટર. ટાઇમીંગ કીપરને મેંગનેટો કેવો બેસાડવો. સીંગલ સીલેન્ડ ડમડોઇલ વાવરીંગ ડબલ ચાર સીલેંન્ડરનું વાયરીંગ. સીલેન્ડર, ફાયરીંગ ઓર્ડર, ડબલ સિલેંન્ડરના ક્રેંક, ત્રણ સિલેંન્ડરના એન્જીનની માહીતી છ સીલેન્ડરના એંજીનનો ક્રેંક વાયરીંગ વૉટર કુલી ગવિસ્ટમ, ટયુબીલર રેડિએટર, થરમો: સાવફુજ વૉટર કુલીંગ સિસ્ટમ, વૉટરપંપ, કલચેસ, લેદરકોન કલચ, પ્લેટર કે સીંગ. ફેરવનારી મોટી પ્લેટ, ફરનારી નાની પ્લેટ કંપલીટ કલચ પ્લેગ, ડિફ્રન સિયલ ગિયર ચેનમડગાર્ડ, સ્ટિયરીંગ ગિયર, લેદર બાઇન્ડીંગ હેંડબ્રેક, ઇનટર્નલ એકસ પેડીગ બ્રેક, શૉટલ લિવ્હર અને એકસ લીરેટર ગવ્હમર, ટાયરમાં હવા ભરવાનો પંપ, ટાયરમાં હવા ભરવાનું કોષક, ટાયર કાઢવા, ટાયર અને ટયુપનો જથો, મહત્વની સુચના વિગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે પુસ્તકમાં સમજ ખાતર ઠેકાણે ઠેકાણે તેના ભાગના ચિત્ર આપવામાં આવેલ છે. કિં. રૂા. ૨-૦-૦ પોષ્ટેજ ૦-૪-૦ આના જુદા.

મળવાનું ઠેકાણું:—બુકસેલર જે. ડી. તાપીઆવાલા

ટતોપોર બજાર સુ. ભરૂચ.

છે કે અમે જ્યાંથી આવ્યા છીએ ત્યાં કદી પણ પાછા જઇશું નહીં. તમારા પવિત્ર જ્ઞાનથી કોઇ પણ બાબત છુપી નથી. તમે અમારી સ્થિતિ જાણી ગયા હશો. હવે કૃપા કરીને અમારી મુસાફરીમાં મદદ કરો તો ઠીક. તમે દરેક જાતની મદદ કરી શકો એમ છો; કારણ કે સંસારનું કોઇ પણ કામ એવું નથી કે જે મહાત્માની મહેરબાનીથી ન બની શકે.

ફકીર બોલ્યો; મુસાફર! તું સાચું કહે છે. પવિત્ર હૃદય રાખનારા મહાત્માઓથી શું નથી થઇ શકતું? પરન્તુ મારા જેવો પાપી શું કરી શકે? મેં બહુ મુસાફરી કરી છે. મુસાફરીમાં મને કેટલીક અદ્દભુત વસ્તુઓ પણ મળી છે. તેમાંથી કાંઇક તને આપું. એટલું કહીને તે ફકીર મસ્જીદની બહાર ચાલ્યો ગયો.

તે થોડીવાર પછી લાકડીના બે ટુકડા લઇને આવ્યો ટુકડા તદન તાજા કાપેલા હતા. એક ટુકડાનો દોઢ હાથ લાંબો ડંડો બનાવ્યો અને એકની તેવડીજ મોટી મશાલ બનાવી પછી તે બંન્ને વસ્તુંઓની મદદથી તમે સમુદ્ર ઉતરી શકશો. તમે જ્યારે આ મશાલ સળગાવશો એટલે એના અજવાળાથી સર્વ પ્રાણીઓ દુર નાસશે. આ ડંડો તમારૂં વ્હાણુ બનશે. સમુદ્રમાં જે જગ્યાએ એને નાંખશો ત્યાં દોઢ હાથથી વધારે પાણી રહેશે નહીં. એટલું કહીને ફકીર મસાલ સળગાવી બંન્ને જણને પહાડની પેલી બાજુ મુકી આવ્યો.

રાજકુમાર ડંડો હાથમાં લઇને સમુદ્રમાં પડ્યો. પાણીને ડંડો અડકતાંજ રાજકુમારની ચારે બાજુ ચૌદ ચૌદ ગજ સુધી દોઢ હાથ ઉંડું પાણી રહી ગયું. રાણી મશાલ લઇને મહેબુબની પાછળ ચાલવા લાગી તેઓ સમુદ્રના તળીઆમાં, મોતી, પરવાળાં, જળ-ઝાડ અને જળ-ફુલ

એવી કેટલીઓ વિચિત્ર વસ્તુઓ જોતાં જોતાં ઇશ્વરની કારીગરીના ગુણ ગાન કરતાં ચાલવા લાગ્યા. સમુદ્રની વચમાં જ્યારે તેઓ પહોંચ્યા ત્યારે રાજકુમારે પાણીની એક લહેર આવતી જોઇ, તેમાં બહુજ સુન્દર અને પાણીદાર અસંખ્ય મણિઓ વહેતા હતાં. રાજકુમાર મહેણુએ કદી પણ મણીને જોયાં નહોતાં એટલે મણિને જોઇને બોલી ઉઠયો. માતા ! જુઓ આ રમકડાં કેવાં સુન્દર છે ! તેનો રંગ કેવો સરસ છે ! હું થોડાંક એમાંથી લઉં છું. રાણી મણીને ઓળખતી



હતી. તે જાણતી હતી કે આ એક એક મણિની કીંમત લાખ લાખ રૂપીઆથી ઓછી નથી. પરંન્તુ સમુદ્રમાં એટલાં બધાં મણિને જોઇને તે ડરી ગઇ તેણે જાણ્યું કે આ કામ શયતાનનું છે. તેણે અમને બંન્નેને લોભથી લલચાવવા આ માયા જાળ બીછાવી છે. તેથી ડરતાં ડરતા તેણે કહ્યું પુત્ર ! એને છેડતો નહીં. એને લેવાથી કોણ જાણે કેવાં દુઃખો આપણા પર આવી પડશે.

રાજકુમારે પહેલાં તો માતું કહેવું માન્યું પણ પછીથી મણિની

સુન્દરતાએ તેનાં મનને ફેરવી નાખ્યું. આજ સુધી તેણે માતાનું કહેવું માન્યું હતું પણ આજ મણિના લોભે તેણે માતાનું કહેવું ન માન્યું. તેણે રાણીની આંખ ચોરાવી એક મોટું મણિ ગજવામાં મૂકી દીધું-કોઇ કોઇ વખત નઠારા કામોથી સારાં પરિણામ આવે છે. મહેબુબને માતાનું કહેવું ન માનવાથી જો કે કેટલાક દુખો સહન કરવાં પડયાં, પણ આખરે એનું પરિણામ સારૂંજ આવ્યું.

રાજકુમાર મહેબુબ અને તેની માતા ડંડો અને મશાલની મદદથી સમુદ્રને પેલે પાર સહી સલામત પહોંચી ગયાં. સમુદ્રની પેલે પાર હિન્દુસ્થાન દેશ હતો બંન્ને એ દેશની રાજધાની તરફ રવાનાં થયાં. રાજધાનીમાં જઇને તેમણે એક ધર્મશાળામાં મુકામ કર્યો. રાણીએ કેટલાક પૈસા આપીને રાજકુમારને બજારમાં ખાવાનું લેવા મોકલ્યો. બજારમા જતાં મહેબુબે વિચાર્યું કે-આ સુન્દર પત્થર (મણિને) ઘણા દિવસ મારી પાસે રાખીશ તો મારી માતા જાણી જશે તેથી આજ તેને ગમે ત્યાં આપી દેવો. એવો ઠરાવ કરી તે એક મીઠાઇની દુકાન પર ગયો અને મણિ આપીને દુકાનદારને કહ્યું: ભાઇ ! આ લ્યો એના બદલામાં મને મીઠાઇ આપો. કંદોઇએ મણિને જોતાંજ તેને ઓળખ્યો. મણિ અતી કીંમતી જણાવાથી તેણે રાજકુમારના કપડાંને એક છેડે પાંચશેર મીઠાઇ અને એક છેડે પાંચશો સોના મહોરો બાંધી આપી બન્ને વસ્તુઓ લઇને રાજકુમાર માતા પાસે આવ્યો રાજકુમારના લુગડામાં બાંધેલી મહોરો જોઇને રાણી તો મુગીજ બની ગઇ. તે સમજી કે મહેબુબ આ મહોરો ગમે ત્યાંથી ચોરી લાવ્યો છે. આથી ઘણા દુ:ખી સ્વરે તેણે કહ્યું: પુત્ર ! તું આટલી મહોરો અને આટલી મીઠાઈ કયાંથી લાવ્યો મેં તો તને પાંચજ પૈસા આપ્યા હતાં જો કોઇનું નુકશાન

કરીને તું આ વસ્તુઓ લાવ્યો હોય તો હમણાજ તેની પાસે જઇ તેની વસ્તુઓ તેને પાછી આપી આવ."

રાણીના ચરણોમાં માથું નમાવી રાજકુમાર મહેબુબે કહ્યું: માતા ! મેં કોઇને દુઃખ દીધું નથી. હું આ દેશના કોઇ પણ રહે-વાસીનો ગુન્હેગાર નથી. હું માત્ર તમારોજ ગુન્હેગાર છું. તમારૂં કહેવું નહિં માનીને સમુદ્રમાંનો એક રંગીન પત્થર હું લાવ્યો હતો તેના બદલામાં આ સર્વ ચીજો મળી છે.

એ સાંભળીને રાણી પહેલાં તો કાંઇક દીલગીર થઇ પણ રાજ-કુમારને દુકાનદારે ઠગ્યો. તેથી તે રાજકુમારને લઇ મીઠાઇવાળાની દુકાન પર ગઇ ત્યાં જઇ રાણીએ તેને કહ્યું ભાઇ ? મારો પુત્ર કદાચ આંધળો હતો, પણ તું કેમ આંધળો બન્યો ? એ મણિની કીંમત નવ લાખ રૂપીઆ છે. જ્યારે તેં માત્ર પાંચસો સોના મહોરમાં મારા પુત્રને ઠગ્યો છે ?

કંદોઇએ માફી માંગીને કહ્યું. માતા ! મારી ભૂલ થઇ ! મને માફ કરો. આ પેટીમાં જુઓ. એમાં જે મહોરો ભરેલી છે તે સાત આઠ લાખ રૂપીઆથી ઓછાની નથી. એ બધી તમે લઇ જાઓ અને મણિને મારી પાસે રહેવા દો. રાણી રાજી થઇ તે મહોરની પેટી ઉંચકાવી ધર્મશાળામાં લઇ આવી.

કંદોઇએ એ મણિ ઘણા નફાથી રાજાના પ્રધાનને વેચ્યું, અને પ્રધાને રાજાને વેચ્યું. રાજાએ પોતાની એકની એક પુત્રી ગુલરૂ-ખને આપ્યું (પ્રિય વાંચકો આ વારતાનો પુરેપુરો ભેદ જાણવો હોય તો આ બુકના ચોથા પાના ઉપર જણાવેલી જાહેર ખબર જરૂર વાંચો.) ગુલરૂખ તેને ગળામાં પહેરી બાગમાં ગઇ ત્યાં તે આંબાના ઝાડ નીચે આરામ કરવા બેઠી. ત્યાં એક ઝાડ પર એક પોપટ અને બીજા પર એક મેના એમ બે પક્ષીઓ બેઠાં હતાં-પોપટને મેનાએ કહ્યું: સખી ! પોપટ-કોઇ સારી વાત કહો કે જેથી વખત વીતે.

પોપટે ઉત્તર આપ્યો; દેવી મેના ? મને એવો ડર છે કે હું જે વાત કહીશ તેનાથી તું ગુસ્સે થશે; કારણ કે હું જે કહેવાનો છું તે સત્ય છે. તેમ કડવું પણ છે.

મેના બોલી ? હું ગુસ્સે નહી થાઉં તેને માટે વિશ્વાસ રાખો."

પોપટે કહ્યું. દેવી ? સાંભળો, સ્ત્રીઓની સર્વ વાતો અદ્દભુત હોય છે. કોઇ એક સમયમાં એક રાજકુમારી હતી. તે ઘણી રૂપવંતી અને ગુણવાન હતી. એક દિવસ તેના પિતાએ—રાજાએ તેને એક કિમતી મણિ આપ્યું. રાજકુમારીએ એવું મણિ કોઇપણ જગ્યાએ જોયું નહોતું તેથી મણિને જોઇને તે ફુલાઇ ગઇ પણ બિચારી રાજકુમારી નહોતી જાણતી કે મણિ તેને લાયક નહોતું તેમ એક મણિથી શું થાય વારૂં ? એવા ઘણા મણિ એની પાસે હોત તો જાણે જુદી વાત હતી. અને વળી એવા મણિને પહેરનારી પાસે તેવાંજ સુન્દર કપડાં પણ હોવા જોઇએ ને ! એવાં કપડાં તેની પાસે ન હોવાથી એમ જણાતું હતું કે તે રાજકુમારીએ મણિ કોઇની પાસેથી માગી લાવી હતી. રાજકુમારીને તો આ સર્વ બાબતનો વિચાર કરવાનો વખત મળ્યો ન હોતો કારણકે તે તો અભિમાનથી છકી જઇ આમ તેમ ફર્યા કરતી હોવાથી તેને તેની ભુલ માલમ પડી નહોતી-

રાજકુમારી ગુલરૂખ—પોપટની વાત ધ્યાન પૂર્વક સાંભળતી હતી તે ઉઠીને મહેલમાં ગઇ. ત્યાં જઇ મણિને દુર ફેંકી દીધું અને પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી રડવા લાગી.

શાંતી શાંતી શાંતી

---

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાલી પોળમાં આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રેસમાં હરગોવનદાસ હરકીસનદાસે છાપ્યું.

# મફત ! મફત !! મફત !!!



## પોસ્ટની નવ આનાની ટીકીટો મોકલનારને
## રમુજી વારતાના નાનકડા (૧૨) બાર પુસ્તકો મફત

ફક્ત એક રૂપીઓ મનીઓર્ડરથી મોકલનારને રમુજી વારતાના નાનકડા પચીસ (૨૫) પુસ્તકોનો લોટ પોસ્ટ મારફતે રજીષ્ટરથી મોકલવામાં આવશે.

સુચના:-

(૧) વી૦ પી૦ કરવામાં આવશે નહી માટે ઓર્ડર સાથે પોસ્ટની ટીકીટો અથવા મનીઓર્ડર મોકલવું.

(૨) જવાબ માટે રીપ્લાય કાર્ડ લખવો.

(૩) હિંદ બહાર પચીસ પુસ્તકોથી ઓછા મોકલવામાં આવશે નહી માટે પચીસ પુસ્તક માટે ફક્ત શીલીંગ ૨ા નો પોસ્ટલ ઓર્ડર મોકલવો.

(૪) પુસ્તકો ખલાસ થયે ઓર્ડર સ્વીકારીશું નહી.

પુસ્તકો મળવાનું ઠેકાણું:-બુકસેલર જે. ડી. તાપીઆવાળા

ઠે૦ કતોપોર બજાર મુ૦ ભરૂચ (ગુજરાત)